

# સત્પંથી આજ્ઞા પત્ર.

## શિખામણ.


લેખક અને પ્રકાશક

સૈયદ બાવાસાહેબ આહમદઅલી (ખાકી)

મુ. પીરાણા.


[illegible]

પ્રત ૧૦૦૦   આવૃત્તિ ૨ જી.

[illegible]


[illegible] પ્રિન્ટીંગ પ્રેસમાં [illegible] લાલ માણેકલાલે

છાપ્યું [illegible], પાનકુવા રોડ—અમદાવાદ.


દર્શન લાભ રૂ ૨-૦-૦ (બે)





# "સત્પંથ"

[illegible]

[illegible]



[illegible] આકાશ [illegible] વાણી [illegible] ક્રિયાઓ ને અખંડિત સત્ય નિષ્ઠાએ ભાષા કે સ્થળાદિ ભેદો વિના, પ્રાચિન સમય સમયના ભેદોને અર્વાચિન સમયાનુકુળ વર્ણવેલ ને પ્રધાન પદે રાખી એક સરખી મનાય છે.

[illegible] અપુરુષ [illegible] વાણીનો બોધ કરવા આવનારા ધ્યેય પુરુષો [illegible] અખંડિત, સત્ય નિષ્ટાએ પૂરા પ્રેમે કુળ, જાતિ, વર્ણ, ભાષા, દેશાદિ ભેદ વિના એક સરખા પણ વર્તમાન પુરુષ પ્રધાન પદે ધારી મનાય છે.

[illegible] આદ્ય પુરુષથી અખંડિત સત્યતાએ ત્રણે કાળમાં પ્રચરેલ પ્રનાલિકા [illegible] ને, ભેદાભેદના ભવાડામાં પડયા વિના વેદાધિ ખોળી, સાચવી એક જ સરખી રીતે યુગ યુગના વર્તનાનુસાર માનેલ, પૂજેલ, ધારેલને જ મનાય છે.

---



# અર્પણ પત્રીકા.

યાઅલી સુંદિર શ્યામ! [illegible]

[illegible]

તેથી તારૂં તુજને અર્પી શકાંઅજ નહિ.

[illegible]

[illegible]

ગૃમ કરશોજ.

[illegible]

સૈયદ બાવાસાહેબ અહમદઅલી ખાકી

[illegible]



# प्रस्तावना.

कालु रब्बना आमत्तनस्नतय्‌ने वअहयय्‌तनस्नतय्‌नं फ़ातरफना बजोनुबना फहल् इला ख्वोरूजैम् मिन्स बील. २. ज़ालेकुम बेअन्नहा इज़ादो ए यल्लाहो बह दहु कफर् तुम् , बअँ युश्‌रक्‌ बेहि तोअ्‌मेनू फल् हुक्मां लिल्लाहिल् अली-युल् कबीर. ३ होवल्लजी युरीकुम आयातेहि वयो नज़्‌-लकुम्मिन्स्समाए रिज़्क़ाः वमायते ज़क्करो इल्ला मैंयोनीब. ४ इन्नल्लाहा होवस्समीउल् बसीर. ?३

(અર્થ —કહ્યું ઓ હમારા પોષક ! તું બે વાર હમોને મૃત્યુ આપી ચૂકયો, અને બે વાર જીવન પણ અર્પિ ચૂકયો, હવે હમે માન્ય કરી ચૂકયા પોતાના પિંડનાં પાપોને, હવે પણ કોઈ છે નીકલવાનો માર્ગ ? (૨) આ તમારા ઉપર એટલા સારૂ કે જ્યારે કોઈએ પોકાર કર્યો અલ્લાહને એકલો તો તમે સંતાડનારા

થયા, તેની સાથે ભેળો પોકાર કરે તો તમે આસ્થા લાવવા લાગ્યા. હવે તેજ હુકમ ( આજ્ઞા ) જેહ અલ્લાહ કરે છે. " અલી છે મોટા (૩) એજ છે તમોને દેખાડે છે પોતાની એંધાણીઓ ( ચિન્હો=કળાઓ ), અને ઉતારે છે તમારા સારૂ આકાશથી નિત્યનો આહાર, અને વિચાર ( ધ્યાન ) તેજ કરો જે તમારા ભણી ( સમક્ષ ) રહેલો હોય ! " (૪) × × × ખચિત પરમાત્મા ( અલ્લાહ ) એજ છે. સાંભળવાવાળો ( ને ) જોવાવાળો. (૧૩) ( કુ૦ સ૦ પા. ૨૪.)

अस्मिन्सम्यग्दर्शने कोऽधिक्रियत ? ( इत्युच्यतेः )- मद्भक्तो, मयीश्वरे सर्वज्ञे परम् गुरौ वासुदेवे समर्पित सर्वा- भावः ।....सएतच्च थोक्तं ( ज्ञानम् ) सम्यग्दर्शने त्रिज्ञाय मद्भावायो पपद्यते ॥

( શ્રી. શં. ચા. ગી. ભા. )

( અર્થ ) આ (જ્ઞાન) ના પૂર્ણ અનુભવનો કોને અધિકાર છે ? (જવાબ)–મારા ભકતોને ( અર્થાત ) પરમ ગુરૂ, સર્વજ્ઞ, અને ઇશ્વર જે હું, તેમાં જેણે

સર્વાત્મભાવ સમર્પણ કર્યો છે તેને–તે, આ કહેલા જ્ઞાનનો પ્રત્યક્ષ અનુભવ કરી મારા ભાવને પામે છે.

तस्मान्न वगत ब्रह्मात्मभावस्य यथापूर्वं संसारित्वम् ।
यस्यतु यथापूर्वं संसारित्वं नासावगत ब्रह्मात्मभाव
इत्य न घम् ॥ (શ્રી. શં. ચા. સુ. ભા.)

(અર્થ) માટે બ્રહ્માત્મ ભાવ પામેલાને પૂર્વની પેઠે સંસારીપણું નથી, અને જેને પૂર્વની પેઠે સંસારીપણું છે તે બ્રહ્માત્મ ભાવને પામેલા નથી.

योवा एतदक्षरं गार्ग्य विदित्वाऽस्मिन लोके जुहोति
यजते तपस्तप्य ते वहूनिवर्ष सदस्राण्यग्तव देवास्य तद्भवाति ।
(બૃ. ઓ.)

(અર્થ) હે ગાર્ગી ! તે અક્ષરને જાણ્યા વિના આ લોકમાં હજારો વર્ષ પર્યંત યજ્ઞ, તપ આદિ ક્રિયા કરે છે, તે સર્વ તેને વિનાશી ફળમય થાએ છે.

सर्वं तदभि सपेति यात्कच पूजा साधु कुर्वंतियस्त द्वेद ।

(બૃ. ઓ.)

(અર્થ) (જગતના) મનુષ્યો જે સત્ય કર્મ કરે છે, તે સર્વ સત્પંથિઓ (સાચા ભક્ત) ને જાણે છે (મલે છે).

सहि धर्मः सुपर्यात्पो ब्रह्मणः पदवेदने ।

(શ્રુતિ.)

(અર્થ) તેજ સંપુરણ ધર્મ છે જેથી પરંબ્રહ્મ પદનું જ્ઞાન થાએ છે.

परायया तदक्षर मधि गम्यते ।

(શ્રુતિ.)

(અર્થ) પરવિદ્યા તે કે, જે વડે પરમાત્મા ની પ્રાપ્તી થાએ.

પરમાત્મા રૂપે વખતો વખત આવે છે, તેને જે સર્વાત્મ ભાવ અર્પણ કરે છે. તેઓના ભાવ જગતનાં અન્ય મનુષ્યોના જેવા (જે પ્રથમ હતા તેવા) પછી રેહતા નથી, તોજ સત્પંથિઓ પ

રમાત્માના સાચા ભક્તો લેખાએ છે.

પરમાત્માનું નામ તેજ, વર્તમાન અવતારનું નામ છે. તેજ ખરો અક્ષર (શબ્દ) છે. પરવિદ્યા તેજ છે, તેજ બ્રહ્મ પદનું જ્ઞાન છે, એજ પરંબ્રહ્મને ઓળખવાનો સુગમ માર્ગ છે, તેથીજ એ માર્ગનું નામ સત્પંથ પરમ્ પુરૂષે અર્પેલું છે. જાણવાની આવશ્યકતા છે.

સત્પંથ પરમાત્માને પામવાનો સેહેલો સુગમ એકજ માર્ગ છે, દરેક અવતાર પાત્ર સાથે વર્તમાન અવતાર પાત્રની ઓલખાણ જ્ઞાતિ, કુળ, દેશાદિ સંકોચ વિના શુદ્ધ ભાવે આજ માર્ગ માંહે અપાએલી છે, આ માર્ગમાં દ્વિતભાવ જરા પણ રાખવામાં આવ્યો નથી.

સત્પંથી કર્મકાંડ વિષયિક અગત્યનો ભાગ નિત્ય કર્મમાં ઉપ્યોગ જેટલોજ લીધો છે, અને તે સાથે ધર્મ, નિતિ, વ્યવહાર સરળ અને સુલ્લભ થઇ

સત્પંથિયો સદ્દગામી થાવા ભાગ્યશાળિ નિવડે, એવી ધારણાએ પુસ્તક પ્રગટ કરવાની સેવાનું કાર્ય કર્યું છે. તે શ્રી ઇમામ ગોર પૂર્ણ કરે. આમીન ( તથાસ્તુ )

સંસાર ભાવે રહેલા છતાં પરમાત્માના દશાં અવતારથીં જ્ઞાત છે, તેઓનેજ આ પવિત્ર જ્ઞાનનો અધિકાર છે, તેઓજ એનો લાભ લઇ શકે છે. અન્ય અજ્ઞાત જનો પોતાનું સ્વરૂપ વાણીદ્વારા પ્રગટ કરશે, તો તેમાં હમોને કાંઇ આશ્ચર્ય નહિ થાએ.

દ્રષ્ટિદોષે લેખમાં રહેલી ભૂલચૂકની ક્ષમા માગું છું, મનુષ્ય દોષને પાત્ર નિર્માયલો છે લેખ સાચવી લેવા મારાથી બનતા પ્રયોગો અજમાવ્યા; છેવટે ઇશ્વરાધિન છું.

લી. સુભેચ્છક.

" ખાકી "

ૐ

# અનુક્રમણિકા.

સંપુર્ણ.



# સત્પંથી આજ્ઞા પત્ર

## શ્રી સદ્‌ગોરની શિખામણ.

સંવત ૧૮૭૭ ની સાલમાં લખેલ નાના સત્ય
વચન માંહેલી નરની

## સોળ કળા.

યેહી સદ્‌ગોર દુજાનાં હોઈ,
જીન્ને ન પાયા તીન્ને સર્વે ખોઈ. ૬૬
જે નુરે નુર ચલ્‌કર આયા,
જાંબુદ્વિપમે છોડી માયા. ૬૭
સુધા મારગ સતીએ જોઈ,

એસા ટાણાં દુજા ન કોઇ. ૬૮
વેદ શાસ્ત્રમાં લેજો જોઇ,
અબૂ દો દ્વિપકૂઠી હુઈ રૂસનાઇ. ૬૯
સતી જીવને સત શું જોઇ,
મુર્ખ અભાગી કરમ શું ખોઇ. ૭૦
આલ અલીકી અમ્મર જાનો,
છેલ્લા ટાણાં તમે દેખ પીછાણો. ૭૧
અબૂ મત ભૂલો મેરે ભાઈ,
આગે દુનિયા તમ દેખો હરાઇ. ૭૨
સત્વચનમાં સત્ય જો ભાંખા,
જો કુચ્છ થા સો ખોલ કર દાખા. ૭૩
જો કોઇ જુગમાં શાહ કેહલાવે,
સો તો સત્ય વચન પઢાવે. ૭૪
શાહ કેહલાવે સો નર પૂરા હોઇ,
સોલ કલા શું લેજો જોઈ. ૭૫
અગિયાર મુકામ સેહજ્ઞ દ્વિપમેં કાએ,
બારમાં મુકામ જંબુદ્વિપમે લાએ. ૭૬

ઢાંકા નહિ તમે પ્રગટ જાણો,
સોલ કલા શું તમે દેખ પીછાણો. ૭૭

કહો તો પહ્કર કહું જ્ઞાના,
તુમ્કો બતાયા ભિસ્તકા ઠામા. ૭૮

સત્ય વચન ઇસ્કા ધરિયા નામા,
ભણે મહમ્મદશાહ આખર ધામા. ૭૯

૧ પહેલી કલા નિર્મલ હોઈ,
૨ દુજી તેજ ન લોપે કોઇ. ૮૦

૩ ત્રીજી દેહમાં સાંધા ન આવે,
૪ ચોથી શરીરે થાન ન પાવે. ૮૧

૫ પાંચમી અનેક અગમ રૂપ દિખાવે,
૬ છઠ્ઠી અગમ્ની બાત સુનાવે. ૮૨

૭ સાતમી ન્યાણે પુતલિ નવ દેખો,
નિંદ નહિ તીસે પલક નવ પેખો. ૮૩

૮ આઠમી પાંઉ પદમ જો હોઇ,
૯ નવમી સેન પરસેવો નાહીં. ૮૪

૧૦ દશમી ભોમીએ પગલાં ન હોવે,
હીણા ખીણા એક કરી જોવે. ૮૫
૧૧ અગિયારમી લચ્છન ડાબે પાસા,
બિરેહું ઇંદરી નહિ તીસ બાશા. ૮૬
૧૨ બારમી બલવંત અપરમ્ પારા હોઇ,
દેવ દાવણ નવ લોપે કોઇ. ૮૭
૧૩ તેરમી ત્રણ ગુણાતિતૂજ હોઇ,
શક્તિ રૂપ તમે લેજો જોઈ. ૮૮
૧૪ ચૌદમી ચૌદ ઇલ્મ બતાવે,
જબ ઉપજે તબ વેદ પઢાવે. ૮૯
૧૫ પંદરમી પખ્ પૂરા હોઇ,
ચઢતી ઉતરતી કલા લેજો જોઈ. ૯૦
૧૬ સોલમી કલા જે સર્જન હારા,
જીવ પિંડકાકરે નિસ્તારા. ૯૧
સોલ કલા શું પુરા હોઇ,
સાચા વિષ્ણુ જાણો સોહી. ૯૨

સંપુર્ણ.



# * પાંચ રત્ન.

૧ શરીર શુદ્ધી. ૨ હૃદય શુદ્ધી. ૩ વર્તદાન. ૪ ઉપાસના. ૫ ધ્યેય.

૧ 'શરીર શુદ્ધી' અર્થે, લાઇ સુતક (રજસ્વાલાથી મરણ પર્યંતના સ્નાનાદિ પ્રયોગો) શ્રી ઇમામગોરની આજ્ઞા પ્રમાણેજ ઉતારવા તથા પાળવા.

૨. 'હૃદય શુદ્ધી' અર્થે, માદક પદાર્થોનું ત્યાગ (લશણ, ડુંગલી, હીંગ, અફીન, ગાંજો, ભાંગ, તાડી, તમાકુ, માંસ, મદિરા, વ્યાજ, [૧]ગળી વગેરે સર્વ પ્રકારના ત્યાગવા) શ્રી ઇમામગોરના વચનાનુકુળ.

---

* સત્યપંથના પાંચ મુખ્ય નિયમો. ૧ ગળી=ગળી રંગ તથા કાળો રંગ.

૩ 'વર્ત, દાન' અર્થે (શુક્રરવારી બીજ અને દશાંસ) શ્રી ઇમામગોરના વાકયાનુસાર પાળવી, અને દેવી.

૪ 'ઉપાસના' અર્થે (સંધ્યા = ચાર વખત, અને પુજા = ઘટ પાટાદિ સાથેની ક્રિયા) શ્રી ઇમામગોરની વાણી અનુકુળ કરવી.

૫ 'ધ્યેય' અર્થે (આજ = પ્રચલિત સમયના ધ્યેય પુરૂષ શ્રી નિષ્કલંકી નારાયણ તેજ પરમ નિરંજનના નુર [ રૂપ. ] સમજી પુરી રીતે) શ્રી ઇમામગોરના વચનાનુસાર માનવું.

---

સંપુર્ણ.



# શ્રી સદ્ગોરની શિખામણ

ફર્માનજી બિસ્મિલ્લાહ હિર્રેહ્માં નિર્રહીમ.

સદ્ગોર તણી શિખામણ સાચી,
સાંભલો ઋષિવર એકાંતી.
દિન પર્તે કરો ધામસું ધંધા.
સાંજ પડે થાઓ સાહેબનાં બંદા. ૨
કોઇ કેની ન કરશો નિંદા,
જઇ ગત્માને કહો હે જંદા. ૩
ગોરે મુખે તમે રહોરે બંદા,
ઋષિવર કેરી યેહી સંધ્યા. ૪

એમ વંદો સંધા રૂષિવર ભાઇ,
મેલો ક્રોધ નવ કરશો ઇર્ષાઈ. ૫

મન્ મારો તો મુમ્તા મુઈ,
ધર્મશાળામાં ન રહેવું સૂઇ. ૬

ધર્મશાળામાં પર વાત ન કરશો,
અહાર ઘણું કરી પેટ ન ભરશો. ૭

ભરશો પેટ તો ભારી થાશો,
આવશે નિંદ્રા પછી પસ્તાશો. ૮

હલવે પેટે હાંસલ થાશે,
જાગતાં ઝીતશો સદ્દગોર સાથે. ૯

વડા મોટાની અદ્દબે રહેજો,
મોટા તણા બે અવગુણ સેહજો. ૧૦

દાહાડો વડો તેને વરસ કરી જાણો,
બોલો મીઠા વચને પ્રેમ આણો. ૧૧

આપણુથી જે નાનેરો ભાઈ,
તેને બોલાવો મોટેરો કહી, ૧૨

મીઠે વચને બોલો વીરા,
તમ મુખે તો ઝલકે હીરા. ૧૩

સદ્ગોર મલ્યાનો એ છે ભેદ,
ઋષિવર ઋષિવરનો ન કરશો ખેદ. ૧૪

સાંભળે રૂડું ને આચરે કુડું,
નિશ્ચે તેનું થાશે ભુંડું. ૧૫

આળશ નિંદ્રા ન કરવી જાણી,
જૂઠ તજો વેદ વચન પ્રમાણી. ૧૬

કુડ કપટ સર્વ નાખો કાઢી,
અમીરસ પી નિશાની લો દાડી. ૧૭

ઘર થકી ધર્મશાળામાં આવો,
ઉપજાવી ભાવ નિશાની લાવો. ૧૮

સંપ્પત ઉપજે તે તમે લાવો,
મુખી સાથે નવ કરશો દાવો. ૧૯

દાવો કરે દુનિયાને ભાવે,
આત્રે દારિદ્ર ને દેવ નહિ પાત્રે. ૨૦

અધર્મી ને ઉણિયાચારી,
જાણ્યું અજાણ્યું તે દે પચારી. ૨૧

સુતક લાઈ ભર્યા જો રેહશો,
હાણુ ઉપજશે બહુ દુઃખ સેહશો. ૨૨

અમી નિશાની નહિ લો દાડી,
ગોરજી મેલશે ગતમાંથી કાઢી. ૨૩

ધર્મી ધિંગાણાની વાત ન જાણે,
અધર્મી મનમાં ઓછું આણે. ૨૪

જ્ઞાન ધ્યાનમાં જુઓ વિચારી,
હાણવર્ધને જુઓ તપાશી. ૨૫

ધ્યાન ધરી તમે ઝાલો સ્મરણી,
છાના છુપા કરો ઓત્તમ કરણી. ૨૬

એવા ગુણ ગંભીરે ભરિયા,
ઋષિવર પાલો સોએ ક્રિયા. ૨૭

(પ્રથમ) હૃદય ધોઈ નિર્મલ કરવું,
બીજી ક્રિયા નિત્ય નાહીને જમવું. ૨૮

૧૪૧૯ સત્યે ચાલવું રાત ને દિસે,
તેમાં સાચું બોલવું નિશ્ચે. ૨૯

દયા રાખવી દિલમાં જાણી,
સપાત્રને દાન દેવું પ્રાણી. ૩૦

પર દુઃખ જાણી પાસે રેહવું ભાઇ,
મોટાને તો માનવા સહી. ૩૧

મોટાઇનો મન ગર્વ ન કરવો,
દશમી ક્રિયા જે ક્રોધ ન ધરવો. ૩૨

ધર્મતણું આળશ નવ કરવું,
સન્ધ્યાં સાથે ધ્યાનજ ધરવું. ૩૩

નિત્ નિત્ ગત્‌માં મલવું જાઈ.
ગોર નર મુખીને મલવું ધાઈ. ૩૪

નિત્ નિત્ અમી પીએ તે ધર્મિ,
અહંકાર મુકે તે નર કર્મી. ૩૫

જૂઠું ઋષિવરને બોલવું નહિ.
અતિત અભ્યાગત સંતોષવા સહી. ૩૬

ભુખ્યાને અન્ન આપવું જાણી,
તૃષ્યાને તો પાવું પાણી.　　૩૭

નાગાને વસ્ત્ર આપી અર્થજ લેવો,
સગા કુટુંબનો ભારજ શેહવો.　　૩૮

સઘળુ સાંખી કરી ધ્યાનજ ધરવું,
અવગુણ કરે તેને ગુણજ કરવું.　　૩૯

ઓછું કેને આલવું નહિ,
અદકુ કેનું લેવું નહિ,　　૩૦

પરસ્ત્રી ગમન તો કરવું નહિ,
ભુંડી નજરે ન જોવું ભાઈ.　　૪૧

જાણી અજાણી ન દીજે ગવાહી,
કુડ કપ્ટે ન ચાલશો ભાઈ.　　૪૨

મુખથી માર ન કહેવું લગાર,
વ્યાજ ખાએ તેનો ન લેવો અહાર.　૪૩

હાડ વકરો કરે પાતક સહી,
પશુ પાલીને વેચવું નહિ.　　૪૪

ધરતીનું મુલ ન કરશો માતા,
કન્યાતણો રખે દ્રવ્યજ ખાતા.   ૪૫

લાંચ ન ખાવી એક રતી,
ખોટું ખત્ નવ લખશો સતી.   ૪૬

મેદાને જઇ પાંચ આચમન કીજે,
ચાલીસ ક્રિયા ઋષિવર પાલી લીજે. ૪૭

માટી લઇને ધોવા હાથ,
નાહી કરીને થાવું પાક.   ૪૮

પાણી લેઇ પેશાબજ કરવી,
આચમન ત્રણ કરે તે નરં ધર્મિ.   ૪૯

અણગળ્યું નીર ન પીવું પ્રાણી,
જીવતો જીવ ન મારવો જાણી.   ૫૦

હીંગ તમાકુ ન ખાસો કોઇ,
અમલ અહાર તજો નર જોઇ.   ૫૧

દનીમાં બેસીને ખાવું નાહિ,
એંઠું ઝુઠું ન ખાશો ભાઇ.   ૫૨

ગળીનાં વસ્ત્ર પેહરવા નહિ,
નીચની સંગત ન કરવી સહી. ૫૩

અપવાસ વ્રતની આશ ન ધરવી,
પાણી પથ્થરની પૂજા ન કરવી. ૫૪

મેલી થાપણ ન રાખવી જાણી,
વખત વેલા ન ચુકશો પ્રાણી. ૫૫

અમ્મર ચેયે તે જપિએ જાપ,
વણ પુછે ખાધે છે પાપ. ૫૬

પાઘડી વાંકી ન મુકશો સમારી,
ચાંપી અહાર ન લેશો લગારી. ૫૭

લાલચે પ્રીત ન કરવી ભાઇ,
માતા કરી જાણો મોટી ભોજાઇ. ૫૮

અરૂ પરૂ નવ કરશો ઋષિ,
પાડોશી દુભવી નવ કરશો દુઃખી. ૫૯

વિશ્વાસઘાત ન કરવી સહી,
પડી જડી વસ્તુ ન લેવી ભાઇ. ૬૦

કોઇને ઝાલ ન પાડવી જાણી,
ઉછી ઉધારનું ન રાખવું પ્રાણી    ૬૧

પારકુ ધન્ન લેઈ ભાગવું નહિ,
પુત્ર થઇને આપવું સહી.    ૬૨

કોઇને ગાલ ન દેવી જાણી,
મુર્ખપણામાં ન રેહવું પ્રાણી.    ૬૩

જ્ઞાન દ્રષ્ટે જોવું સૌને સરખું,
શત્રુ કરે તે નવ કરવું.    ૬૪

સાચો જુઠો નવ કરવો વાદ,
જુઆ જુગટાનો ન કરવો સ્વાદ.    ૬૫

નાચ્ય છંદ ભવૈયા જોવા નહી,
(એ) છલભેદે સદ્‌ગોર ખોવા સહી.    ૬૬

જમતાં ખાટું ના કહેવું ભાઇ,
વખાણવું પણ વખોડવું નાહિ.    ૬૭

પ્રભાતે નાહીને બાહેર નિશરવું,
સંસાર કરે તે નવ કરવું.    ૬૮

તપતિર્થ ને કરવું સ્નાન,
નિર્મલ થઇને ધરવું ધ્યાન. ૬૯
આપણા પ્રાણીને દુઃખ ના દીજે,
દર દિવાને પ્રીત ન કીજે. ૭૦
હીંડતા ચાલતા ખાવું ન ખાશો,
ષટ દર્શન પૂજી પસ્તાશો. ૭૧
વેદશાસ્ત્ર કહે તેમ કરવું સહી,
ચતુરાઇ ચોખાઇમાં રેહવું ભાઇ. ૭૨
ઝેર ખાઇ જપ્લાઈ ન મરવું,
આવાગમનમાં ફરી અવતરવું. ૭૩
જોર જુવાની વશ જો કરવી,
પરસ્ત્રી સાથે ગુંજ ન કરવી. ૭૪
આગને એઠું (પાણી) ન છાંટવું જાણી,
લીલું ઝાડ ન ભાંગવું પ્રાણી. ૭૫
પ્રભાતે ફુલ ચુંટયાનો છે બહુ દોષ,
પાણી પથ્થર પૂજે નહિ પામો મોક્ષ. ૭૬

અવાચક પ્રાણીની આલ ન કરવી,
ભોજન છાંડી બેસ ઉઠ ન કરવી. ૭૭

એઠુ પશુને ન ઘાલવું પ્રાણી,
એબ કેની ન ઉઘાડવી જાણો. ૭૮

ભાંજગડ કોઇની કરવી નહિ,
ગોરના વચન ન લોપવા સહી. ૭૯

શિખામણ પુછે તેને સારી દીજે,
લઇ તસ્બી હરીનું સ્મરણ કીજે. ૮૦

પીઓ અમીરસ બ્રહ્માજી મલિયા,
ઋષિવર પાલો સોએ ક્રિયા. ૮૧

નવા ધર્મિને ધર્મ ઓરાવો જોઇ,
સો ક્રિયાની પેહરાવો જનોઇ. ૮૨

થયા બ્રાહ્મણ બ્રહ્માજી મલિયા,
આવાગમનનાં ફેરા ટલીયા. ૮૩

ઋષિવર સાંભલો બ્રહ્મ જ્ઞાન,
ગતમાં જઇ કરો ગંગા સ્નાન ૮૪

બ્રહ્મ જ્ઞાન ગોર નરને ભાવે,
અડ્‌સઠ તિર્થ ગુરૂ ચરણે આવે.　૮૫

પ્રત્યક્ષ ગોર નર ગત્‌માં બેઠા,
ભાગ્ય જેના સદ્‌ગોર જ્ઞાને દીઠા.　૮૬

જ્ઞાન ધ્યાનમાં જૂઓ વિચારી,
દુનિયા માંહે દેવ ગુપ્ત અવતારી.　૮૭

ઋષિવર તે જે રાખે જ્ઞાન,
નિર્મલ થઇને ધરવું ધ્યાન.　૮૮

મુનિવર તે જે વારે મન,
કરે કશોટી કાયા રતન.　૮૯

ભણે ઇમામશાહ સુણો ગત્ સોહી.
ગત્‌માં બેસી ઇમાન રાખો સબ કોઇ.　૯૦

જે સદ્‌ગોર આદ્ય તપ્સી કેહલા એ,
સો ઇમામ હો જંબુદ્વિપમાં આયે.　૯૧

ગોર નર જંબુદ્વિપે આવ્યા સહી,
મુનિવર આરાધો એક મના થઇ.　૯૨

ગોર નરે પૂર્યો જાંબુદ્વીપે વાશ,
તમે રાખો અમરાપુરની આશ. ૯૩
વાચા પાલો આચરો બ્રહ્મ જ્ઞાન,
રહો ઋષિવર એકે ધ્યાન. ૯૪
જે રૂપે ગોર નર હોએ સહી,
તે રૂપે જાપ જપજો મુનિવર ભાઇ. ૯૫
નીચા નમી નમી કરો પ્રણામ,
ગોર નરે જાંબુદ્વિપે કર્યો મુકામ. ૯૬
જો પુરા પ્રેમશું ધર્મે ધાઓ,
તો ઋષિવર અમરાપુરમાં જાઓ ૯૭
અમ્મર ભેદે અમરાપુરી લેશો,
ઋષિવર અમ્મર ઘરમાં રેહશો. ૯૮
અમ્મર ફલનાં ભોજન કરશો,
અનંત કલફની આવરદા ભોગવશો. ૯૯
ઋષિવર એક મને ગોરની વાચા પાલો.
બોલ્યા ઇમામશાહ અમરાપુર માલો. ૧૦૦
સંપૂર્ણ.



# સંધ્યાનો મંત્ર. (વખત પડવાની દુઆ)

ફર્માનજી બિસ્મિલ્લાહ હિર્રેહમા નિર્રહીમ

સદ્ગોર પાત્ર બ્રહ્મા ઇંદ્રે ઇમામશાહ આદે વિષ્ણુ નિરંજન નરઅલી મહમ્મદશાહ, તમારી અમ્મર દ્રષ્ટે કરી, કરમ મેહેર કરી, અમારા પાતક દુર કરો. તોબા વખત × × × કબુલ કરો યાશાહ

× × × આ ઠેકાણે ચાર વખત માંહેથી જે વખત હોય તેનું નામ લેવું. જેમકે સવારનો વખત હોય તો (તોબા વખત સવારનું કબુલ કરો) કેહેવું બપોરનું હોય તો સવારને ઠેકાણે બપોરનું કેહેવું. સાંજનું ને મધ્ય રાતનું જે હોય તેનું નામ ત્યાં બદલવું.

અલી મુર્તુઝા. ૧ યાઇમામ હશન હુશ્યેન. ૨ યાઈમામ ઝયનુલ આબેદીં. ૩ યાઇમામ મહમ્મદ બાકર. ૪ યાઇમામ જાફરો સાદીક. ૫ યાઇમામ ઇસમાઇલશાહ. ૬ યાઇમામ નુરમહમ્મદશાહ. ૭ યાઇમામ મુન્તં સરબિલ્લાહ. ૮ યાઇમામ શમ્સો-દ્દિન. ૯ યાઇમામ ઇસ્લામશાહ. ૧૦ યાઇમામ નુરમહમ્મદશાહ. ૧૧ યાઇમામ નરઅલી મહ-મ્મદશાહ. ૧૨ આખર જમાનાના શાહો. અમારી તોબા બંદગી કબુલ કરો. દિદાર દો, તોબો તોબો બંદો ગુનેગાર, સાહેબ તો બક્ષણહાર, બંદો તોબા કરે, સાહેબ કબુલ કરે. બક્ષો બક્ષણહાર સચ્ચો પીર ફર્માન. હક્ક લાએલ્લા હા ઇલ્લિલ્લા હો મહમ્મદુર્રસુલિલ્લાહે.

* (આટલું ભણી રહ્યા પછી શિજદો કરવો. પછી એક માલા કલમાની. પણ મધ્યરાતની વેળા હોય તો બે માલા કલમાની, ને એક માલા 'પીરશાહ' ની કરવી. પછી શિજદો કરી બે હાથ જોડી માથું ભોંય ઉપરજ રેહેવા દઇ નીચે પ્રમાણે ભણવું.) *

સુભાનલ્લાહે, યાઅલ્લાહ, યાઅલી, યાઅલી, યાઅલી, હક્કલાએલાહા ઇલ્લિલ્લાહો મહમ્મદુર્રે-સુલિલ્લાહે.

(* એટલું કહી બેઠા થઈ મોંઢા ઉપર હાથ ફેરવી, નીચેની દુઆ ભણવી. *)

ફર્માનજી, બિસ્મિલ્લાહ હિર્રેહૂમાં નિર્રહીમ.

આદ્ય નિરંજન નરઅલી મહમ્મદશાહ આદ્ય વિષ્ણુ તમારી દુઆ, પ્રથમ તમે સ્વામી શ્રીમચ્છ, ૧ શ્રીકચ્છ, ૨ શ્રીવ્યારાહ, ૩ શ્રીનૃસિંહ, ૪ સ્વામી શ્રીવામન, ૫ શ્રીપરશુરામ, ૬ શ્રીરામ, ૭ શ્રીકૃષ્ણ, ૮ શ્રીબુદ્ધ, ૯ શ્રીશીસ, ૧૦ શ્રીનુહ, ૧૧ શ્રીઇબ્રા-હીમ, ૧૨ શ્રીઇસ્માઇલ, ૧૩ શ્રીસુલેમાન, ૧૪ તેજ-અલી, તેજ આજ નરઅલી મહમ્મદશાહ, અંતે શ્રીનિષ્કલંકી નારાયણ. ઇમામમેંહદી. તમારા ઋ-ષિવરોની લાજ રાખી ગુનાહ બક્ષી કરમ મેહર

કરી, તમારા બંદા જાણી અરજ બંદગી કબુલ કરો, સુભાન, કરીમ, રહીમ, કિર્તાર, તુંહી દાતાર યાઅલી, યાઅલી, યાઅલી. નુરેનુર આયા સોહી. તેનુર અલી મહમ્મદશાહ લેજો જોઇ. તુહી નુર-અલી હમારી દુઆ કબુલ કર. સચ્ચો ફર્માન નુર સદ્‌ગોર બ્રહ્મા પાત્ર ઇંદ્રે ઇમામશાહ. નિરંજન નર-અલી મહમ્મદશાહ, હમારી દુઆ કબુલ કરો. હ* લાએલાહા ઇલ્લિલ્લાહો, મહમ્મદુર્ રસુલિલ્લાહે.

(* આટલું ભણ્યા પછી શિજદો કરી એક માલા "પીરશાહ"ની કરી શિજદો કરવો.)

સંપુર્ણ.



# ચારે વખતના નામ.

સવાર, બપોર, સાંજ. મધ્યરાત.

## વખતનો સમય.

૧ સવારનો સમય સૂર્ય ઉગ્યાથી પેહેલા ને ભાંખ ફૂટયા પછી, અજવાળું થાયે પરોઢનું ત્યારથી.

૨ બપોરનો સમય, સૂર્ય માથા ઉપરથી ઢળ્યા પછી (એટલે બે પોહોર પૂરા થઇ ગયા પછી) એટલે આશરે એક વાગ્યા પેહલા ને બાર વાગ્યા પછી.

૩ સાંજનો સમય સૂર્ય પૂરેપૂરો આથમી જાયે તે પછી, ને ગાઢ અંધકાર થાએ તે પેહેલા.

૪ મધ્યરાતનો સમય. બે પોહોર રાતનાં ગયા પછી, ને રાતના એક વાગ્યા પેહેલા,

ઉપર બતાવેલો સમય ઉત્તમ છે. તે પછી એક કલાકનો મધ્યમ, ને તે પછીનો કનીષ્ટ છે.

* સમયમાં જે ટાઇમ મલે કે સાંભરી આવે તે સમય તુર્ત સંધ્યા કરવી, (સમય પૂર્ણ થઇ ગયા પછી પણ આળસ કરી સંધ્યા વિના રહેવું નહિ.)



# ઋગ્વેદી ગાયત્રી.

ૐ ૐ ૐ કારમ્. અનાદિ પુરૂષંમ્, નરૂપમ્, નરેખા, નિષ્કલંકઃ, નપાણિઃ, નપાદઃ, અભૂત્. મંગલં વર્તંતે, બ્રહ્મા ૐ બ્રહ્મોન્નાદઃ આદ્યરૂપઃ. વેદરેખા માત્રઃ, મહાતેજાઃ, પરિબ્રહ્મ ચતુર્મૂર્તિઃ, ઇશ્વરઃ, કૃતવાન્, વેદઃ પરિબ્રહ્મઃ. ઋગ્વેદા રક્તવર્ણઃ. વર્ણાદિવિષ્ણુઃ. બ્રહ્મવંશપાત્રઃ, અતીવ પરિબ્રહ્મઃ, પરમેશ્વરમ્, પરમપરમઃ, પરિબ્રહ્મઃ, પ્રજવાલયતિ પાતકમ્, હુતાશનમય તેજા વંશાદિપાત્રમ્. વેદઃ પરિબ્રહ્મઃ.



# યજુર્વેદી ગાયત્રી.

ૐ ૐ ૐ કારમ્, વેદવાયકે અક્ષરઃ, બ્રહ્મવિભૂતિઃ, પઞ્ચભૂતાત્પલ્લલ્લાંકં પરિવર્તતે, પ્રજ્વાલયતિ પાતકમ્, પરમેશ્વરમ્, પરિબ્રહ્મ રૂપ-રેખઃ વેદો અભુત્, જગતીપરમેશ્વરઃ, પરાપરમ પરમઃ પરિબ્રહ્મઃ. વંશાદિઃ પાત્રોઅભુત્, જગતી-વેદઃ પરમેશ્વરઃ, પરિબ્રહ્મ, સર્વઃ પરિબ્રહ્મઃ, શબ્દઃ પરમેશ્વરઃ પરિબ્રહ્મઃ. યજુર્વેદો જરદ્વર્ણઃ, વર્ણાદિ-વિષ્ણુઃ પરિબ્રહ્મઃ.



# સામવેદી ગાયત્રી.

ૐ ૐ ૐકારમ્, કૃષ્ણાદ્દિવર્ણમ્, તદા વેદઃ પરમેશ્વરઃ, ઉપજાયમાન ધર્મઃ, તદાર્ધં પાતકં પ્રજ્વાલ્યતે, સર્વત્ર શાદ્દિઃ, પાત્રઃ, પૂજાંગમ્. પરિબ્રહ્મઃ, પલ્લલ્લાંકમ્, તત્વમ્, મંગલસ્ય મહદંગમ્, વર્તંતે શબ્દશ્ચેદ્દશ્ચ, પરિબ્રહ્મઃ, ૐ શબ્દઃ પરિબ્રહ્મઃ, ૐ ચક્ષુઃ પરિબ્રહ્મઃ, ૐ ઉન્નાદઃ, મહાવેદા અંગૌમ્. પરિવર્તિતે નિત્રાંગમ્. પરમેશ્વરઃ, પરિબ્રહ્મઃ.



# અથર્વ વેદી ગાયત્રી.

ૐ ૐ ૐકારમ્, કલ્યંગકર્તા, વિંશતિવિસ્વા પાપમ્, વિસ્વાધર્મઃ, અરૂદ્ધં પાતકમ્, ધર્મો રેખામાત્રઃ, ધર્મ ઇતિ પરિબ્રહ્મઃ, અથર્વવેદઃ શ્વેતવર્ણઃ, વર્ણાદિવિષ્ણુઃ, સવિષ્ણુર્નારાયણઃ બ્રહ્માંગમ્, બ્રહ્મવંશાદિઃ પાત્રઃ, વર્ણાદિધર્મો મ્લેચ્છો-અભૂજ્જગતિ, ઇચ્છાંગો વિષ્ણુર્નારાયણઃ. અતઃ પરિવક્ષ્યામિ મહાજ્ઞાનભેદમ્, જમ્બુદ્વીપે કલાંગમ્ પવિત્રં વર્તમાનમ્, મહાકલીયુગ ઉપજાયતે નારાયણઃ, તેજોભવિતા, અંગકર્તા, પ્રજ્વાલયતિ પાત-

કમ્. અનાદિઃ પુરૂષઃ, મમૂજીવનં ભવતિ,આર્યાં-
ગમ્, પરિબ્રહ્મઃ પલ્લલ્લાંકમ્. મંગલશ્ચ, સત્ત્વાનિ,
સત્પાત્રાદિપરમેશ્વરઃ, પરિબ્રહ્મઃ અનાદિપુરૂષ-
વેલાંગમ્. ભવતિ કર્માયતિ પરિબ્રહ્મઃ. સ્થલે
સેવાંગમ્, નમઃ, સર્વ ઇતિ પરિબ્રહ્મઃ પરમેશ્વરઃ
પરિબ્રહ્મઃ.





# મંત્ર ધૂપ લોબાનનો.*

ફર્માનજી બિસ્મિલ્લાહ્હિર્રેહ્ માંનિર્રહીમ. *

સદ્ગોર પાત્ર બ્રહ્મા, ઇન્દ્ર ઇમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમ્મદશાહ. તમારી દુઆ.

આહે દરૂદ, જાએ દરૂદ, દરૂદ નબીપર, અલ્લાહો ફતેહા. અગર જલે પીડા ટલે. સાહેબ, જાગે, સ્યેતાન ભાગે. ધૂપ ત્યાં રૂપ, દેવ

* ધૂપ કે લોબન પવિત્ર સ્થળે કે દેવ જુગતમા, અથવા પવિત્ર પ્રસંગોમાં કરતી વેળા આ મંત્ર ભણવો.

ત્યાં પૂજા, અલખ નિરંજન નિરાકાર અવર દેવ નહિ દૂજા.

સદ્‌ગોર ઇમામશાહ, નરઅલી મહમ્મદ શાહ, હક લાએલાહા ઇલિલ્લાહો, મહમ્મદુર્રસુલિલ્લાહે.

સંપુર્ણ.





# મંત્ર દિવા જોતને પ્રણામનો.*

ફરમાનજી, બિસ્મિલ્લાહહિરેંહમાંનિરેંહીમ.

સદ્ગોર પાત્ર બ્રહ્મા, ઇન્દ્ર ઇમામ શાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહમ્મદશાહ! તમારી દુઆ.

ગોર દિવો, ગોર દેવતા, ગોર વિના ઘોર અંધાર. ગોર વિના યુક્તિ નહિ, ગોર વિના મુક્તિ

---

* નાહી ધોઇ ઘીનો દિવો કરી તે જોતને, અથવા દેવજુગતની જોતને, તથા અખંડ ઘીની જોતને પ્રણામ કરવાનો છે. જોત આગળ હાથજોડી ઉભા રહી ભણી પછી પ્રણામ કરવો.

નહિ. મન તાલું કલ્મો[1] કુંચી, ખોલો ધર્મ દ્વાર, દેખો મહમ્મદ શાહ કા દિદાર. જાગે જોત, ભાગે છોત.[2]

સદ્ગોર ઇમામશાહ, નરઅલી મહમદશાહ, હક્ક લાએલાહા, ઇલ્લિલ્લાહો, મહમ્મદુર્રસુલિલ્લાહે.



સંપૂર્ણ.

---

૧ કલ્મા=શબ્દ. ૨ છોત=અગલાઇ, અપવિત્રતા, આભડછેટ.



# મંત્ર ફુલ, ચંદનાંદિ દ્રવ્યો ચડાવવાનો.*

ફર્માનજી, બિસ્મિલ્લાહ હિર્રેહ્માંનિર્રંહીમ.

સદ્ગોર પાત્ર બ્રહ્મા, ઇંદ્રિ ઇમામશાહ, આદ્ય વિષ્ણુ નિરંજન નરઅલી મહંમદશાહ, તમારી દુઆ.

સ્વામી ! પાન, ફુલના ભોગદારી તમે છો.
સ્વામી ! કેશર, કસ્તુરીનાં ભોગદારી તમે છો.

*આ મંત્ર પવિત્ર સ્થળોએ સુગંધી દ્રવ્યો ( ફુલ, ચંદન, અબીર, ગુલાબજળ, અત્તર, કેશર, કસ્તુરી આદિ ) ચઢાવતી વેળાએ ભણવો.

સ્વામી! અગર, ચંદન, મુશ્કના ભોગદારી તમે છો. સ્વામી! અત્તર, અબીલ, ગુલાબના ભોગ-દારી તમેછો. સ્વામી! પરમલ વાશનાનાં ભોગ-દારી તમે છો. સ્વામી! દાતા, ભોક્તા તમે છો, સ્વામી! પાન, ફુલનો અહાર તમારો છે. સ્વામી! તમારો અહાર, વ્યવહાર પાન, ફુલનો, તમે લો અહાર. સદ્‌ગોર ઈમામશાહ, નરઅલી મહમ્મદ શાહ. હક્ક લાએલાહા ઇલ્લિલ્લાહો, મહમ્મદુર્ર-સુલિલ્લહિ.

---

સંપુર્ણ.



# દશાતરી આલ ગાયત્રી.*

ફર્માનજી, બિસ્મિલ્લાહ હિરંહમાં નિરંહીમ.

પ્રથમ પરમેશ્વરા, પ્રલ્યાદિ જલ સાગરા, સેવાને કારણે હેત રચંતે, ધરતી ઉપર પાએ નદેતવા, સદા સર્વે પ્રલ્ય ગતમ્, પ્રથમ લિલ વર્ણ તે ધંધુકાર, ત્યારે સ્વામી આદ્ય નિરંજન નિરા-

* આલ ગાયત્રી મોટી નાની, એમ ચાર પ્રકારની શ્રી સદ્ગોરે સમજાવેલી છે. ( ૧ ) પેહેલા પ્રકારની ઘણી જ મોટી છે, જેમાં વંશ બદલા બદલીનાં ભેદો સંપુર્ણ સમજી શકાય છે. ( ૨ ) બીજા પ્રકારનીમાં વર્ણની બદલા બદલી સમજી સકાય છે. તેમાં નામની શંખ્યા પેહલાં કરતાં બીજામાં કમી છે. આ ત્રીજા ( ૩ ) પ્રકારની છે-

કાર. ત્યાં કવન ચેન પરિવર્તંતે ? દબ્ દેહિતે આદ્ય પુરુષ નારાયણું, આપમને આપ ધ્યાન કર્તવંગ હો સ્વામીજી !

તદા નુર નિર્વાણ આપ હસ્તકે, તદા નિરંજન તે નિરાકાર, તહાં લિલ વર્ણ તે ધંધુકાર. ત્યારે નહિ સાદ, નહિ શબ્દ, નહિ ઉનાદ, નાહ ઓંમકાર (ૐ), નહિ ઉત્તપન્ન, નહિ રેવત, નહિ રચના, નહિ પવન, નહિ પાણી, નહિ ખાણી, નહિ વાણી, નહિ વેદ, નહિ ભેદ, નહિ જલ, નહિ કમલ, નહિ હમલ, નહિ વમલ નહિ પર્વત, નહિ પાષાણ, નહિ નદિયો, નહિ નવાણ,

---

તેમાં સલંગ વંશ બતાવ્યો છે. નામોની સંખ્યા કંઇક તે તે બનેથી ઓછી છે. ચોથા પ્રકારની પૂજાનાં મંત્રોમાં છે. શિજરો અને કુર્શિનામું એ આલ નામાથી કાંઇક નામોમાં વધઘટથી ભાષા ભેદે ભીન્ન છે. એ સર્વને સમજવાનુ જરૂર છે. સમજેજ સત્પંથની સુગમતા પ્રતક્ષ થાએ છે.

નહિ સમુદ્ર, નહિ સાગર, નહિ ગિરીવર, નાહ કૈલાશ, નહિ મેર, નહિ મેખલા, નહિ સ્વર્ગ, નહિ નર્ક, નહિ મૃત્યુ, નહિ પાતાળ, નહિ ધરતી, નહિ આકાશ, નહિ ચંદ્ર, નહિ સૂર, નહિ તારા, નહિ ધ્રુ, નહિ મેઘ, નહિ મંડલ, નહિ રેહણી, નહિ દિવસ, નહિ સુન. :નહિ પોકાર નહિ જરણ, નહિ મરણ, નહિ સૃષ્ટી, નહિ સંજોગ, નહિ ભાવ, નહિ ભયંકાર, નહિ રૂપ, નહિ રેખા, નહિ રાગ, નાહ ભાષા, નહિ દમ, નહિ કદમ, નહિ ધર્મ, નહિ ધર્મકાર, નહિ રીત, નહિ કરીત, નહિ યોગ, નાહ યુક્તિ, નહિ શક્ત, નહિ ભક્ત, નહિ મોહ, નહિ માયા, નહિ કામ, નહિ કાયા, ત્યારે ભાવ ભેદ કાંઇ નહુતા, તદા આદ્ય નિરંજને કઇ પેરે સૃષ્ટી નિપાઇ? હો સ્વામીજી!

પ્રથમ લિલ વર્ણ ધંધુકાર મધે ૐ (ઓંમ) કાર, ૐ ( ઓંમ ) કારથી હેત ધરિયા, હેતથી નીર ઝરિયા, નીરથી ખીર કરિયા, ખીરથી ફીણ ઉપાયા, ફીણ માંહેથી ઇંડ નીપાયા, ઇંડ થકી રચંતે સર્વે રચના. ઇંડ છેદીને ત્રણ ભુવન સૃજ્યા હો સ્વામીજી!

પૃથમ જમીનના જડ બાંધતાં જુગ પાંચ ૫, પાંચ ૫, જુગતો પિયાલ થોભંતા, પાંચ ૫, જુગતો ગઢમેર ઉઠંતાં, પાંચ ૫, જુગતો બ્રહ્માંડ જડતાં, આઠ ૮, જુગતો ગીતા ગાયત્રી ઓચ-રંતાં, ૯ નવ જુગતો નીર નવાણ ભરંતાં, બાર ૧૨, જુગતો રૂંઢ માલા ફેરવતાં, વીસ ૨૦, જુગનો વભૂતી વનસ્તી વસંતાં, ત્રણ ૩, જુગતો ત્રિભુવન ત્રીશુળ ધરંતા, એક ૧, જુગતો ૐ [ઓંમ] કાર બોલી ભણતાં, એવા તોંહોતેર

૭૩, જુગતો વહિ ગયા સ્વામીજીને અટકલ કરંતા.

તદા અગમ્ અગોચર સદ્‌ગોર બ્રહ્મા, નર નારાયણ, દેવ માહેશ્વર, એ ત્રણ દેવની જે કોઇ પૂજા કરે તેના આવાગવનના ફેરા ટલે.

તદા સ્વામીજીએ પેહલા રોપ્યા સત્ય, સત્ય ઉપર દત્ત, દત્ત ઉપર ક્ષમા, ક્ષમા ઉપર ગજા, ગજા ઉપર નીલ, નીલ ઉપર શેષ નાગ, શેષ-નાગની ફેણ ઉપર ધબળા ધોરી, ધબળા ધોરીનાં સીંગ ઉપર એક રાઈ, એટલા ઉપર યત્ન કરી સ્વામીજીએ સૃષ્ટી નીપાઇ.

કરણ કલૂફના અવતાર પાત્ર સુણો ઋષિવર ભાઇ! જ્યાં થકી સ્વામીજીએ રૂપ ધર્યાં, તે રૂપને ઓળખી આજ કરો કમાઈ.

પ્રથમ નામતો નીલ ૧, અનીલ ૨, સુન્

૩, સાન્ ૪, ધ્યાન ૫, જ્ઞાન ૬, મયાન ૭, નુર ૮, તેજ ૯, જલ ૧૦, કમલ ૧૧, કદમ ૧૨, આદ્યબુદ્ધ ૧૩, નાદબુદ્ધ ૧૪, ગજ-તત્તવ ૧૫, પરમતત્ત્વ ૧૬, આદ્યપુરૂષ ૧૭, આદ્ય પુરૂષથી ૐ (ઓંમ)કાર, ઓંમ (ૐ)કારથી ચારે વેદ પ્રકાશ. આદ્ય પુરૂષથી નાભી ચક્ર, નાભી ચક્રથી ભયે ગોર બ્રહ્મા, સદ્‌ગોર બ્રહ્માથી સર્વ સૃષ્ટીની ઉત્તપત્. જે ચાર કલફના અવતાર પાત્ર સાંભળો મુનિવર ભાઈ! જ્યાં થકી ગોર નરે અવતાર લીધા, એ અવતારને ઓળખીને કરો કમાઈ.

પ્રથમ નામતો ૐ (ઓંમ) ૧, ઉનાદ ૨, અવીગત ૩, ઐહેદ ૪, હવ ૫, કવ ૬, તત્વ ૭, ધર્મ ૮, તેજ ૯, કેવલિક ૧૦, નાદ ૧૧, ઓાત્રા ૧૨, હરિતકૃત ૧૩, પુરવા ૧૪,

અતિત્ વંશી[1] ૧૫, પ્રેમ ઋષિ[2] ૧૬, વંશ તો શ્રી મચ્છ[3] ૧૭,

શ્રી મચ્છની માતા તો શંખાવતી, પિતા તો પરમઋષિ, શક્તિ તો દેવી ચંદ્રિકા. ગોર તો માનધાતા, અસ્થાન તો હંસપુર, ક્ષેત્ર તો દ્વારામતી, ત્યાં નર દલો દાણવ તો શંખાસુર, વિચાર તો ઋગ્વેદ, આચરં તે ગાયત્રી, સાત વાર સત્તાવીશ નક્ષેત્ર, પંદર તિથ, બાર કરણ, નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા, સ્વામી! ઋષિયોને સ્થાપી, શંખાસુરને સંહારી, સાતે પાતાળના રાજાઓને વચન આપી, સદ્ગોર બ્રહ્માનાં વેદવાળી, સવાક્રોડી સહ રુખમાંગત્ ભક્તને ઓધારી,

૧ અતિત્ વંશીનું બીજું નામ અત્રી ઋષિ. ૨ પ્રેમ ઋષિનું બીજું નામ પરમ્ ઋષિ. ૩ શ્રી મચ્છનું બીજું નામ મનુઋષિછે. ૪ ચંદ્રિકાનું બીજું નામ ચંડીકા છે.

તમે ભલે અવતર્યા યુગે યુગે દેવમુરારી. જે કોઇ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધે ને પાપ ક્ષય થાએ. નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામને, જે રૂપે આપણા સદ્ગોર બ્રહ્મા, નરનારાયણ હોય? આજ તે રૂપને ધ્યાઇએ.

અવતાર પહેલો શ્રી મચ્છ, ચાર લાખ બત્રીસ હજાર ( ૪૩૨૦૦૦ ) વર્ષ વર્તતે.

સંપુર્ણ.

શ્રી મચ્છ ના મનાઇત ૧૮, ઉગ્રસેન ૧૯, અજુવ્રત ૨૦, બ્રહસ્પતી ૨૧, અસુમિત્ર ૨૨, [1]પ્રીકમ્ ઋષિ ૨૩, વંશનો શ્રી [2]કૂર્મ ૨૪,

શ્રી કૂર્મની માતાતા કમળાવતી, પિતાતો પ્રીકમ ઋષિ, શક્તિ તો દેવી બેચરા, ગોરતો એકા-

૧ પ્રીકમ ઋષિનું બીજુ નામ પ્રિયકર ઋષિ. ૨ શ્રી કૂર્મનું બીજુ નામ કચ્છપ ઋષિ.

અંકી[1], સ્થાનતો મહાપુર, ક્ષેત્ર તો માનસરોવર. ત્યાં નર દલો દાણવ તો મધુકટ્ક, વિચારતો ઋગ્વેદ, ઓચરંતે ગાયત્રી, સાત વાર સત્તાવીસ નક્ષેત્ર, પંદર તિથ્ ને બાર કરણ, નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા. સ્વામી ! ઋષિયોને સ્થાપી, મધુકટક દાણવને સંહારી, ચૌદ રત્નને વાળી, સવા ક્રોડીશું રાજા અમૂરિષને ઓધારી, તમે ભલે અવતર્યાં યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત હરિશું લાએ, તેનાં ધર્મ વધેને પાપ ક્ષય થાયે. નમો નમો ભાઇ પરિબ્રહ્મ નારાયણના નામને. જેણે રૂપે આપણા સ્વામીજી સદ્ગોર બ્રહ્મા, નર નારાયણ હોય? આજ તે રૂપને ધ્યાઇએ.

---

૧ ઐકાઅંકીનું બીજુ નામ 'ઐકાંતિક' (એકાંતઠઅ) ઋષિ.

અવતાર બીજો શ્રી કૂર્મ, ચાર લાખ બત્રીસ હજાર (૪૩૨૦૦૦) વર્ષ વર્તતે.

સંપુર્ણ.

શ્રી કૂર્મના વસરત[1] ૨૫, દકાઇત ૨૬, કાત્યાચન[2] ૨૭, પરજાદત્ ૨૮, ડાઢમ ઋષિ ૨૯ વંશતો શ્રી વરાહ[3] ૩૦,

શ્રી વરાહની માતાતો પદ્માવતી, પિતાતો ડાઢમ ઋષિ, શક્તિ તો દેવી સોમૈયા[4], ગોરતો અંકેશ્વર.[5] સ્થાનતો માયાપુર [ મહિકાપુર ] ક્ષેત્રનો ભૈકાસુર. ત્યાં નર દલો દાણવ તો મુરધ્વજ, વિ-

૧ વસરતનું બીજુ નામ અક્ષત ઋષિ. ( ન ક્ષતં ) ત્રિ૦
૨ કાત્યાયનનું બીજુ નામ કાજમ ઋષિ કે" કથક ઋષિ.
૩ શ્રી વરાહનું બીજુ નામ વાગીશ્વરઃ ( વાચામીશ્વરઃ )
૪ સોમૈયાનું બીજુ નામ સોમયાગ. ૫ અંકેશ્વરનું બીજુ નામ આકાશગંબ ( અંકાસર. )

ચારતો ઋગ્વેદ. ઓચરંતે ગાયત્રી, સાત વાર સત્તા-
વીસ નક્ષેત્ર, પંદર તિથને બાર કરણુ, નવ ગ્રહ,
સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા. સ્વામી! ઋ-
ષિયોને સ્થાપી, મુરધ્વજ દહીંતને સંહારી, સવા
ક્રોડી શું રાજા ધ્રુ ભક્તને ઓધારી, તમે ભલેં
અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઈ ચિત્ત
હરિશું લાએ, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય
થાય. નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણનાં ના-
મને, જેણે રૂપે આપણા સદ્ગોર સ્વામી નર
નારાયણ હોય? આજ તે રૂપને ધાઇએ.

અવતાર ત્રીજો શ્રી વરાહ, ચારલાખ બત્રીસ
હજાર (૪૩૨૦૦૦) વર્ષ વર્તને.

સંપુર્ણ.



શ્રી વરાહના દેહેર (૩૧), રૂપક (૩૨), કેશત્ર
(૩૩,) નશાખલિપત્ય (૩૪), ગૌત્તમ (૩૫), અમ્-

રિષ (૩૬), વંશ તો શ્રી નૃસિંહ[1] (૩૭).

શ્રી નૃસિંહની માતા તો ચંદ્રાવલી, પિતા તો અમરિષ,[2] શક્તિ તો તુલજા ભવાની,[3] ગોર તો અમ્મર તેજ, અસ્થાન તો કાશ્મિર, ક્ષેત્ર તો ચરણા પુરી. ત્યાં નર દલો દાણવતો હિરણ્યાક્ષિપુ.[4] વિચાર તો ઋગ્વેદ, ઓચરંત ગાયત્રી, સાત વાર, સત્તાવીસ નક્ષેત્ર, પંદરતિથ ને બાર કરણ, નવગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા, સ્વામી! ઋષિયોને સ્થાપી, હિર્ણાક્ષિપુ દાણવને સંહારી, સવા કોડી શું રાજા પ્રેહલાદ ભક્તને ઓધારી. પાંચ કોડીનું ભરણ ભગાવી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઇ ચિત્ત

૧ શ્રી નૃસિંહનું બીજુ નામ નરહરઋષિ. ૨ અમરિષનું બીજું નામ અમઋષિ ૩ તુલ્જાભવાનીનું બીજું નામ સોમૈયા દેવી (સોમયાગ) ૪ હિરણ્યાક્ષિપુનું બીજું નામ હરણાકશ.

હરિશું લાએ તેના ધર્મ વધે ને પાપ ક્ષયે થાએ.
નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણનાં નામને, જેણે
રૂપે આપણા સદ્ગોર બ્રહ્મા! નર નારાયણ હોય?
આજ તે રૂપને ધાઇએ.

અવતાર ચોથો શ્રી નૃસિંહ, સોળ કોડી
(૧૬૦૦૦૦૦૦૦) કુલ પરવાર, ચારલાખ બત્રીસ
હજાર [૪૩૨૦૦૦] વર્ષ વર્તતે.

દિશા ઉત્તર, સ્થળ હંસપુર, દાગ વનદાગ,
પેહેલા કર્તા યુગનું પરમાણ સતર લાખ, અઠ્ઠાવીસ
હજાર (૧૭૨૮૦૦૦), તેમાં મજમહ્ને મોટા અવતાર
ચાર (૪).

સંપુર્ણ.

શ્રી નૃસિંહનાં મુનિનાયક (૩૮), વંશ વઢણ
(૩૯), વિર લોચન (૪૦), કશ્યપઋષિ (૪૧), વંશ

તો શ્રી વામન[1] (૪૨).

શ્રી વામનની માતાતો લિલાવતી.[2] પિતા તો કશ્યપઋષિ, શક્તિ તો દેવી કોકીલા, ગોર તો સેહજાનંદ, સ્થાન તો બગપુર,[3] ક્ષેત્ર વનથળી, ત્યાં નર દલો દાણવતો બળીરાજા. વિચાર તો યજુર્વેદ, ઓચરંને ગાયત્રી, સાતવાર સત્તાવીશ નક્ષેત્ર, પંદર તિથ, બાર કરણ, નવ ગ્રહ, સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા. સ્વામી! ઋષિયો ને સ્થાપી, બળી દંહીતને સંહારી, કમલધ્વજ ભક્તાને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મુરારી. જે કોઇ ચિત્ત હરિશું લાએ, તેના ધર્મ વધે ને પાપ ક્ષય થાય. નમો નમો ભાઇ પરિ-

૧ શ્રી વામનનું બીજું નામ સત્યદેવઋષિ ૨ લિલાવતીનુ બીજું નામ અદિતી. ૩ બગપુરનું બીજુ નામ કોએલાપુર પાટણ.

